# શૈલબાળા

## આપ્રુરના ઓપેરા.

વાંકાનેર "આર્યહિત વર્ધક" નાટક કંપની માટે

આને પ્રસિદ્ધ કરનાર:—


રાવલ ત્રંબકલાલ દેવશંકર.

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલેક.

ગીરગામ બેક રોડ, બનામે હોલ ગલી—મુંબઈ.


---


આવૃત્તિ સાતમી. પ્રત ૫૦૦




---


શાહ ખુબચંદ અમીચંદના ધી સુરત "જૈન" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપી ખપાટીઆ ચકલા-સુરત.

---

સંવત ૧૯૭૩ સને ૧૯૧૭.

કીમત રૂ. ૦-૨-૦

# મુખ્ય પાત્રોનાં નામ.

| | |
|---|---|
| જયચંદ્ર... ... ... ... ... ... | કનોજનો રાજા |
| તેજસિંહ ... ... ... ... ... | ...જયચંદનો કાકો |
| સમરસિંહ ... ... ... ... ... | ચીતોડનો રાજા |
| પૃથીરાજ ... ... ... ... ... | ...દિલ્લીનો રાજા |
| કલ્યાણસિંહ ... ... ... | ...સમરસિંહનો મોટો કુંવર |
| કરણસિંહ ઉર્ફે દિલીપ | ... ... સમરસિંહનો નાનો કુંવર |
| સુખાનંદ... ... | ...દિલીપને બચાવનાર જંગલવાસી સંન્યાસી |
| વિજય ... ... ... | પૃથીરાજના પ્રધાનઅમરસિંહનો પુત્ર |
| કવિ ચંદ ... ... | ...પૃથીરાજનો મિત્ર તથા રાજબારોટ |
| સુધાકર ... ... ... ... | જયચંદ્રનોનીમકહલાલ નોકર |
| માધવસિંહ મેઘસિંહ | ... ... ...જયચંદ્રના નીમકહરામ નોકરો |
| શાહાબુદ્દિન ઘોરી ... ... ... | ગીજનીનો બાદશાહ |
| શૈલબાળા ... ... | ...જયચંદ્રના કાકા તેજસિંહની કુંવરી |
| ઉષાવતી ... ... ... ... ... | ...પૃથીરાજની કુંવરી |
| પ્રભાવતી ... ... ... ... ... | કવિ ચંદની સ્ત્રી |
| ગુલાબ ... ... ... ... ... | ...કવિ ચંદની બ્હેન |
| સંયુક્તા ... ... ... ... ... ... | પૃથીરાજની રાણી |

સુત્રધાર, નટી, દેવીગો, વારાંગનાઓ, મયડ સોની મધડી અબ્દુલ શેઠ, છેલખાં, જમાદાર, પ્રધાન, શાહબુદીન ઘોરીના સરદારો સીપાઇ, દાસ, દાસીઓ, ચોપદાર વીગેર.

# શૈલબાળા નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

**પ્રવેશ ૧ લો**--સુત્રધાર તથા નટી ઇશ્વર સ્તુતિ કરે છે.

**પ્રવેશ ૨ જો**—જયચંદ્ર રાઠોડ પોતાના કાકા તેજસિંહને કેટલાક હલકા માણુસની સોબતથી દેશનિકાલ કરે છે નીમકહલાલ સુધાકર બોધ આપી તેમ ન કરવા સુચવે છે.

**પ્રવેશ ૩ જો**—સમરસિંહની કચેરી—સમરસિંહ નાનો કુંવર કર્ણસિંહ ખોવાઇ જવાથી દીલગીર થઇ ઇશ્વર સ્મરણ કરે છે તેવામાં પૃથુરાજનો પત્ર આવતાં વડીલ પુત્ર કલ્યાણસિંહને સાથે લઇ દિલ્હી તરફ પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૪ થો**—શૈલબાળા પોતાની સખીઓ સાથે પ્રેમ સબંધી વનોદ કરે છે, એટલામાં પોતાના પિતા તેજસિંહ આવે છે અને તેના ભત્રીજા જયચદ્રે વગર વિચારે આપેલ તિરસ્કારથી શૈલબાળાને લઇ સંન્યાસી બની જંગલમાં ચાલી નીકળે છે

**પ્રવેશ ૫ મો**—દિલ્હીમાં રૈયતનો કોલાહલ-મધડ સોની પોતાના ઘરાક મહારાજ જયચંદ્રના હજુરીઆ માધવસિંહ તથા મેઘસિંહ કેટલાક દિવસ થયા નહીં આવવાથી રોજગાર સબંધી વિચાર કરે છે ત્યાં સુધાકરનું છુપી રીતે આવી નીચ હજુરીયાઓની હકીકત જાણી લેવી, તેટલામાં દિલ્હીપતિ પૃથુરાજ ચહુઆણ અને કનોજપતિ

જયચંદ્ર રાઠોડ એ બન્નેની વચ્ચે લડાઇ થવાની છે એવું સાંભળતાં રૈયતનો પોકાર. મધડની ગભરામણ.

**પ્રવેશ ૬ ઠો**—પૃથુરાજની પુત્રી ઉષાવતીનો મહેલ–પૃથુરાજની પુત્રી ઉષાવતી ઉપર પ્રધાન અમરસિંહનો પુત્ર વિજય કામાંધ બની પોતાની ઇચ્છા પાર પાડવા આવે છે તેથી ઉષાવતી તથા તેની દાસી ધિઃકારી કાઢી મુકે છે.

**પ્રવેશ ૭ મો**—શાહબુદીન ઘોરીના સરદારો–પૃથુરાજ ચહુઆણ ઉપર ઘણી લડાઇઓ કરી છતાં જીત નહીં પામ્યા તે બાબદનો વિચાર.

**પ્રવેશ ૮ મો**—પર્ણકુટી–સમરસિંહનો કુમાર કરણસિંહ ગાંડી દાસીને લીધે યમુના નદિમાં તણાઈ ગયો હતો, તે એક અરણ્યવાસી મહાત્મા સુખાનંદ સ્વામીને ત્યાં ઉછરી બાર વર્ષની વયમા દિલીપસિંહના નામથી ગુરૂની આજ્ઞા સાંભળતો નજરે પડે છે, ગુરૂ અતિથીનો સત્કાર કરવાનું કહિ જાય છે એવામાં નાસી છુટેલો તેજસિંહ પોતાની પુત્રી શૈલબાળાને લઇ આશ્રમમાં આવે છે. દિલીપસિંહ તેની વિવેકથી આગતા સ્વાગતા કરે છે, સુખાનંદ તેજસિંહને જમવા લઇ જાય છે; સાથે શૈલને જમવાનું કહેતાં દિલીપના સાથે જમીશ એમ કહેછે એટલે સુખાનંદ અતિથીને લઇ ભોજન કરવા જાય છે; પાછળથી આશ્રમના ઝાડને પાણી પાવામાં મદદ કરેછે. બન્નેને પરસ્પર પ્રેમભાવ ઉત્પન્ન થઈ એકબીજાના અંતઃકરણો પવિત્ર નજરથી જુએ છે. તેવામાં જયચંદ્રની સાથે પૃથુરાજને લડાઈ થાય છે, તેની ખબર તેજસિંહને થતાં તે ખરો ક્ષત્રીપુત્ર હોઇ આગેવાન અભિમાન ન વિચારતાં જયચંદ્રની મદદે સૈલને લઇને જાય છે.

**પ્રવેશ ૯ મો**—કવિ ચંદની બ્હેન ગુલાબ-પ્રધાન પુત્ર વિજય ઉષાના ધિક્કારથી તેનો બદલો વાળવા વિચાર કરે છે, ગુલાબ આવી તેને સમજાવે છે.

**પ્રવેશ ૧૦ મો**—મધડ સોનીનું ઘર-મહારાજ જયચંદ્રના હજુરીયા મેઘસિંહ તથા માધવસિંહ, ગફલશાહ શેઠ, જમાદાર છેલખાં વિગેરે મધડને ઘેર ત્રણ સોનાના દાગીના મજમાઉ છે તેની સરખી વેંચણ કરવા આવે છે. છેલખાં પાણી પીવાનો મસ કહાડી મધડીને બાજુપર લઈ જઇ મોહજાળમાં ફસાવે છે અને પછી બહાર અબધુતની વાડીમાં જવાનો ઠરાવ કરે છે.

**પ્રવેશ ૧૧ મો**—પૃથુરાજજયચંદ્રની સાથે લડાઈ કરી દિલ્હી તરફ પ્રયાણ કરતાં વિચાર કરી કવિ ચંદને રણસંગ્રામમાં પોતાના આપ્ત વર્ગમાંના મરાયા હોય તેને અગ્નિસંસ્કાર કરવા જવાનું કહે છે.

**પ્રવેશ ૧૨ મો**—રણક્ષેત્રનો આબેહુબ દેખાવ-એ લડાઈમાં તેજસિંહ જયચંદ્રની મદદે જતાં જયચંદ્રના નીચ માણસોના હાથથી મરાય છે. પોતાની પુત્રી શૈલને એક પાસેની ટેકરીપર રાખી ગયેલ તેને આવતાં ઘણી વાર થઇ જેથી રણસંગ્રામમાં તપાસ કરે છે. તેના પિતાનું મરણ પામેલા નજરે પડે છે, તેથી વિલાપ કરે છે. એવામાં મુડદાંને તપાસ કરવા કવિ ચંદ આવે છે વિલાપ કરતી શૈલ નજરે પડે છે, રડવાનું કારણ પુછતાં તેજસિંહનો વૃતાંત જાણી બહુ દીલગીર થઇ શૈલને પોતાની પુત્રી ગણી અજમેર લઈ જાય છે.

**ટેબ્લો.**

## અંક ૨ જો

પ્રવેશ ૧ લો—કવિ ચંદનો મહેલ-ચંદની સ્ત્રી પ્રભાવતિ શૈલને સજી રાખવા પ્રયત્ન કરે છે. શૈલ પ્રભાવતિને ગમ્મત આપવા સરખો થાય છે. ચંદનું પૃથુરાજના પત્રથી દિલ્લી તરફ પ્રયાણ કરવું.

પ્રવેશ ૨ જો—પ્રધાન અમરસિંહનો પુત્ર-પાપી વિજયની સાથે ગુલાબનો સબંધ થયો છે, છતાં તેને પસંદ નહિં કરતાં ઉષાવતીને શી રીતે ફસાવવી તે વિશે ગુલાબને ફોસલાવી કાવતરૂં કરવા કહે છે, પણ પવિત્ર ગુલાબ પોતાના માલીકનું ખરાબ કરવા મના કરી તિરસ્કાર કરી જાય છે. ત્યાં અમરસિંહ આવી પુત્ર વિજય માલીકનું નીમકહરામ કરવા તૈયાર થયો છે એમ સમજી ઘણોજ ધિક્કાર આપે છે.

પ્રવેશ ૩ જો—દિલીપસિંહ-સુખાનંદ સ્વામીના મૃત્યુથી અફ- સોસ કરતો કવિ ચંદની નજરે પડે છે. તેને કોઇ ઉંચા ક્ષત્રીકુળનો સમજી કવિ તેને પત્ર આપી દિલ્લીપતિ તરફ દિલીપને મોકલે છે.

પ્રવેશ ૪ થો—વિજય-પોતાની ઇચ્છા પાર પડી નહીં તેથી પશ્ચાતાપ કરે છે. પાછળથી ઉષાવતીની દાસી બોધ કરે છે.

પ્રવેશ ૫ મો—ઉષાવતીનો બાગ-કલ્યાણસિંહનું ઉષાવતી સાથે પરસ્પર આનંદયુક્ત થવું.

પ્રવેશ ૬ ઠો—મધડ તથા જોગી વેશમાં સુધાકર-પાછળથી નીચ હજુરીના પોતાની ઉમેદ પાર પાડવા સારૂ મધડીને લઇને અબ્ધુતની આંબાવાડીમાં દાખલ થવું. નીચ માણસોનો વધારે પ્રપંચ

જાણુવા સારૂ સુધાકર મધકને આંધળો કરવા ઉપાય બતાવે છે તે સઘળી હકીકત મધકને છુપો રાખી નજરે બતાવે છે.

**પ્રવેશ ૭ મો**—પૃથુરાજની કચેરી-દિલીપસિંહનું કવિ ચંદના પત્રથી સેનાપતિની જગ્યાએ દાખલ થવું. શાહબુદ્દીન ઘોરીની પાસે કવિ ચંદ સલાહ કરવા જતાં પકડાઈ કેદ થવાના સમાચાર સાંભળતાં તેને છોડાવવા દિલીપના આગ્રહથી તેને મોકલે છે.

**પ્રવેશ ૮ મો**—જયચંદ પોતાના કાકા તેજસિંહને વગર વાંકે માધવસિંહ તથા મેઘસિંહના ભરમાવ્યાથી કાઢી મુકેલ છતાં દિલેશ્વરની સાથે થતી લડાઈમાં તેજસિંહે મદદ કરેલ તેને દગાખોર હજુરીઆ માધવસિંહ તથા મેઘસિંહના હાથથી મરાયા એ વાયકા (સમાચાર) સુધાકરના આવવાથી કાવતરૂં જાણી તેનાપર ગુસ્સે થાય છે. પરંતુ તેઓનાં વધારે કાવતરાં ખુલ્લાં કરતા અટકાવે છે ને મધકને ત્યાં તેડી જાય છે.

**પ્રવેશ ૯ મો**—તળાવનો કીનારો—કવિ ચંદ કેદ પકડાયા છે તેથી પ્રભાવતિ અને શૈલ કવિને છોડાવવા પુરૂષ વેશે નીકળેલ છે રસ્તે શ્રમ બહુ પડવાથી ગુફામાં કપડાં ઉતારી તળાવમાં નહાવાની તૈયારી કરે છે એવામાં સુધાકર જયચંદની આજ્ઞાથી શૈલબાળાની શોધ કરતાં તળાવમાં નહાવાની ગમ્મત કરે છે. દિલીપસિંહ કવિના છુટકારાથે ઘોરીની છાવણી તરફ જતાં શ્રમથી સુઈ જાય છે. શૈલ પોતાના પ્રેમીના શબ્દ સાંભળતી વિહ્વલ બની તપાસ કરી ખાત્રી કરે છે. તેને જાગૃત કરી પરસ્પર સુખ દુઃખના વૃત્તાંત કહી, દિલીપસિંહ પ્રભાવતી તથા પ્રિયતમા શૈલને સાથે લઇ ઘોરીની છાવણી તરફ જાય છે.

**પ્રવેશ ૧૮ મો.**—વિજય–કવિ ચંદને છોડાવવા દિલીપસિંહને મોકલેલ પણ સમાચાર નહીં આવતાં અધીરા બની દિલીપની પાછળ કેટલુંક લશ્કર આપી વિજયને મોકલેલ, પરંતુ નિમકહરામ વિજય તે હુકમનો [illegible] અમુક જગ્યાએ પડાવ નાંખી કલ્યાણનું કાવતરૂં કરવા [illegible] કરે છે.

પ્રવેશ [illegible]—કવિ ચંદનો છુટકારો—શાહબુદ્દીન ઘોરીની છાવણીમાં [illegible] ચંદને દિલીપસિંહ મુસલમાન બનાવટી થઈ નીશામાં કેટલાક સીપાહીઓને આતુર કરી યુક્તિથી છોડાવી લઇ જાય છે.

## ટેબ્લો.



## અંક ૩ જો,

---

**પ્રવેશ ૧ લો**—હરામી વિજય દુષ્ટ વિચારથી કલ્યાણને મારી નાંખવા પ્રયત્ન કરે છે, તે ખબર દિલીપસિંહને થતાં ઝાડ ઉપર છુપી રહે છે, ને કલ્યાણ ઉપર વિજય ઘા કરવા જાય છે, ત્યાં [illegible] વિજયને બંદુકના અવાજથી ઘાયલ કરે છે ને કલ્યાણને બચાવે છે. વિજય નાશી જાય છે; કલ્યાણ દિલીપસિંહનો ઉપકાર માને છે, કલ્યાણને દિલ્લી રવાના કરી દિલીપસિં[illegible] વિજયની પાછળ પડે છે.

**પ્રવેશ ૨ જો**—પાપી વિજયની બુરી મતલબ–પોતે એક કાર્યમાં

નહિ ફાવ્યો તેથી શાહબુદીન ઘોરીને મળી દિલ્લીપતિને ખરાબ કરવા પ્રયત્ન.

**પ્રવેશ ૩ જો**—ઘોરીની છાવણી-હરામી વિજય દિલ્લી રાજની સર્વ બાતમી આપી પૃથુની ખરાબી કરવા સમજાવે છે. તેટલામાં ફકીરને વેશે દિલીપ ત્યાં આવી છુપો રહી ચર્ચા સાંભળે છે. વિજયના રાજ-દ્રોહી વાકયો સાંભળી ઘોરી અત્યંત ગુસ્સે થઇ પાપી વિજયને ગરદન મારવા હુકમ કરે છે, ત્યારપછી દિલીપસિંહ ફકીરને વેશે ઘોરીને મળી કહે છે કે આ વખતે જય નહીં થાય માટે અફઘાનીસ્તાન ચાલ્યા જાઓ, ઘોરી ફકીરનાં વચનપર વીશ્વાસ રાખી લશ્કર સહીત પોતાના દેશ તરફ જાય છે, તેથી દિલીપ આનંદ કરતો દિલ્લી તરફ ચાલી નીકળે છે.

**પ્રવેશ ૪ થો**—ઉષાવતી અને કલ્યાણ-ચંડાલ વિજયનું કાવતરું પરસ્પર જણાવતાં અફસોસ કરે છે. બાદ કલ્યાણસિંહ ઉષાવતી પાસેથી રજા લઈ દિલ્લીશ્વર પાસે જાય છે.

**પ્રવેશ ૫ મો**—મધડનું ઘર-સુધાકરની સલાહથી મધડ સોની મહાદેવ રૂપે અંતરીક્ષથી મધડીને પોતાના ધણીને આંધળો કરવાનો ઉપાય બતાવે છે. મધડનું આંધળું થવું. ત્યાં છુપી રીતે સુધાકરનુ મહારાજ જયચંદ્રને કાવતરાં નજરે બતાવવા આવવું. પાછળથી નીચ સોબતીઓ માધવસિંહ વગેરે આવી તપાસ કરતાં મધડ આંધળો થયો પરંતુ જીવતો છે ત્યાં સુધી નડતર છે એમ ધારી, મધડીને તેના ધણી મધડને સોમલના લાડુ ખવરાવી મારી નાંખવાનાં ઉપાય. પાછળથી સરવેના ગયા પછી મધડ ઝેરના લાડુ બદલાવી સારા લાડુ

આઈ જાય છે, ને ઝેરના પાપીઓ સારૂ રાખે છે તેઓ આવીને જોવા ખાય છે કે તુરત મોતના શરણમાં જવાની તૈયારી કરે છે ત્યાં જયચંદ્ર તથા સુધાકર પ્રગટ થઇ તે નીમકહરામીઓને અત્યંત રાજદ્રોહી અને નીમકહરામીને ઘણોજ ધીટકાર દે છે. ઇશ્વર તરફથી પર્ણેલી સજાને પ્રાપ્ત થાય છે, મધડીનું નાક કાપી કાઢી મુકે છે. મધડ ઘણો અફસોસ કરે છે. અસાર સંસારથી કંટાળી ઇશ્વર ભજનમાં જોડાય છે. કોમીક સમાપ્ત.

પ્રવેશ ૬-ઠો સમરસિંહની કચેરી દીલીપસિંહે કવિ ચંદ તથા કલ્યાણસિંહને બચાવ્યા છે એવું સાંભળી પૃથુરાજ દિલીપના વખાણ કરે છે તથા મહારાણા સમરસિંહને પૂછતાં એ કોણ હશે તે જાણવા માગે છે, પરંતુ કવિ ચંદના કહેવાથી તેણે (દિલીપસિંહે) પોતાનાં અસલના નાનપણના કપડાંની ગાંસડી સાચવી રાખી છે તે આવેથી જોશું. દિલીપ આવે છે અને વિજયની હકીકત જાહેર કરે છે તેથી તમામ વિજયના મરવાથી ખુશી થાય છે, ને પ્રધાનને શાંત કરે છે, દિલીપના કપડાની તપાસ કરતાં કોટમાં લખેલું નામ કર્ણસિંહ મહારાણા સમરસિંહનો પુત્ર માલમ પડવાથી આનંદ વરતાઈ રહે છે. પિતા પુત્ર ભેટે છે. કવિ ચંદ શીલના લગ્ન કરણસિંહની સાથે કરવાની વિનંતિ કરે છે, કવિનું વચન માન્ય રાખી દિલીપતિ પૃથુરાજ તથા સમરસિંહ કવિ ચંદને માન આપવા અજમેર જવા પ્રયાણ કરે છે.

પ્રવેશ ૭ મો—ઉષાવતી પાસે કરણસિંહ તથા કલ્યાણસિંહ મળવા આવે છે ભાભી પ્રત્યે કરણસિંહનો પુત્ર ભાવ અને આનંદ

યુક્ત વર્તન. શૈલબાળાને લગ્ન સમારંભમાં તૈયાર કરવા મહારાણી સંયુક્તા પ્રભાવતી વિગેરે સાહેલીઓ સાથે શૈલને શણગાર સજાવવા આવે છે.

પ્રવેશ ૮ મો—કરણસિંહ-શૈલબાળાનો વાતાથી પરસ્પર આનંદ. અત્યંત સ્નેહભાવ.

પ્રવેશ ૯ મો—અજમેરમાં કવિ ચંદને ઘેર લગ્ન મંડપ-શૈલબાળા અને કરણસિંહના કવિ ચંદના હાથથી થતાં લગ્ન, આનંદ ઉત્સાહ સાથે ખેલનું સમાપ્ત થવું.



# શૈલબાળા નાટકનાં ગાયનો-

## અંક ૧ લો.

**સુત્રધાર નટી**—જય જય હે વિભૂ કરતા ભરતા—
સંહરતા આ વિશ્વ સુધારક જન પ્રતિ પાલક
અગમ્ય છો અવીનાશી—જય૦
હેવા સેવા કરવા તારી આપો મતી અમ પાપો
કાપી બુદ્ધિ દયો સુખરાશી—જય
ઉદેપુરનો વિર ફુટાયો કર્મ યોગથી અતી પીડાયો
કોઈ મહર્ષીથી ઉછરાયો જયાં અગાડી પીડા ટળી
સેવા ફળી સતી મળી વિયોગના દિન ગયા,
સુખી થયાં હળ્યાં મળ્યાં કિર્તી અખંડ પ્રકાશી-જય

**: દેવાયો**— ( ૨ )

જા,જા, જા,જા, ભરત ખંડમાં અખંડ જય તારો થશે—
વિપત વામશે, સુયશ જામશે,
મંગળ કાર્ય આર્યમાં પ્રખ્યાતી પામશે—જા૦
જન મનરંજન નવિન પ્રયોગથી ખચીત,
ચકીત શ્રોતા થશે હર્ષીત,

રમતે, ગમતે, પ્રીતે, નિત્યે,
ગુણી ગણુના ગાશે—જા, જા, જા, જા, ભરત૦

સુધાકર— (૩)

મૂરખ નર મળીયા અરે, પલટી સૌ રાજ બાજી—(૨)
કુકર્મ કરતા અંધ બનીને સાચાપર ઉડે સૌ ગાજી,
ભોળા ભૂપતિને ભંભેરી, કરતા હાજી હાજી,
મળી સૌ કરતા હાજી હાજી (૨)—મૂરખ૦

વારાંગનાઓ— (૪)

સખીરી નેન, નીહાળી ગીરીધર (૨)
દેહ છટા વિસરી–મુજ દેહ છટા વિસરી–સખીરી
લોક લજામે સહુ વિસારી ભૂલી તન શણુગાર,
રસીયા વિણુ બની બાવરીરે જોબન રંગ ભરી,(૨)
મુજ દેહ છટા વિસરી—સખીરી નેન૦

સમરસિંહ— (૫)

મન છાંડ તું અજ્ઞાન ભાન ભુલવું નહિં—
એક પ્યાર અલખતાર મહીં રાખજે સહી—
વસ્તુ ખરી શી જાણુવાની જગતમાં કઈ,
તે જાણીને પુરેપુરી પરમાર્થને ચહી

રહો રાય રંક એક ઈશ સમજી હે તુંહીં,
તું વિના વૃથા સહુ ઉપાધીયો રહી—મન

સમરસિંહ— (૬)

પત્ર લખો દિલ્લીપતિને આજે,
ન મુંઝાયો જરીએ ત્વરીત સંચરીએ—
તરફ આપની લશ્કર લઈને
ખળ નિખંળ કરવા કાજે—પત્ર

સરદારો—તૈયાર છીએ હુકમ શીર ચડાવી આ વાર સો
કરનાર તો કીરતાર છે તો પણ કહીશું કે—
પાછે પગલે જનુની લાજે—પત્ર૦

શૈલબાળા— (૭)

પ્રેમી પોપટડી પુરાણી પીંજરમાં કોણ કાઢે દીલદાર.
સખીયો-પ્રિતીનો પાઠ પઢેલો જે પ્રેમી તે કાઢે સખી તેને બ્હાર
શૈલ—(અરે આતો મારી સખીયો)
સખીયો—સખી સુંદરી શું શરમાઈએ
રસભોગીને રસ પાઈએ—સખી૦
શૈલ—પ્રેમ રસિલી મુગ્ધા બાળા
જાણું નહિં કંઈ ચંચળ ચાળા—

સખીયો—જોબન રસમાં ન્હાઈએ સખી (૨)
શૈલ—(રહે લટકાળી)
સખીયો—(બે મટકાળી વળી ચટકાળી)
શૈલ—અલી નખરાળી તું બાળ
સખીયો—મળે મન ગમતો ભરથાર-
શૈલ—પાળે પ્રીત પાણી ખાર-
સખીયો—સખીયોથી નહિં છુપાઈએ-સખી

તેજસિંહ— (૮)

મારી સ્વભૂમીકા તુજને માડી મારા છેલ્લા પ્રણામ-
પ્રણામ (૫)-મારી
જુલ્મી અને અન્યાઈ નૃપતીઓ-કરતા પ્રજા દમન
તેને તું હે ધરણી માતા કરતી શીદ વહન-
માતુ મ્હારી છું તારો આભારી-બલીહારી તારી
ગંભીરતા ઉપર-હવે કરૂં છું પ્રણામ-(૫) મા૦

મદન સોની.... (૯)

વેરીનું વાદળ કરીને આદર મળીને મહા દળ
કરવા ધાંધલ-ચડી આવ્યું આ વાર-
હાર જીત કે હાની યશ મળનાર-

ખળ ખટપટથી ખાલી પૂર થનાર
પ્રજા પોકાર બની બેજાર કરે કીરતાર
ગણીને બાળ-વેગે કર વાર—વેરીનું૦

બધાં—(નેપથ્યમાં)ગણો સહુ પોબાર તજી અને ઘરબાર
મઘડ—(ઓય મારો બાપ આ તો 'નડયાં પુર્વના પાપ)
બધાં—(નેપથ્યમાં) આ શી આ રમખાણ-નિશ્ચે જાશે પ્રાણ
મઘડ—દેહ તજી જાશે જો પ્રાણ
તો મઘડી માંડે મોકાણ-વેરીનું૦

વિજય— (૧૦)

રાખ તું લવારી તારી
કોણ હું તું જો વિચારી—
દિલ્લીની ખરાબી ભારી કરી કરૂં પ્યારી મ્હારી—
તુંજ મુખ ચુંબીશ ત્યારે થશે શાન્ત
જવાળ મ્હારી-કોણ હું તો જો વીચારી.-રાખ

ઉષાવતી—નફ્ટ નીર્જલ થા દૂર દૂર દૂરરે
તું ઠગારા શઠ હઠ—નફ્ટ૦
બતાવી બીક શું મને ફસાવી ફાવી જશે
કાળું મુખ લઇ શું આવ્યો અહીં નિચ કામાં
છટ છટ થુ થુ હટ હટ તું તું—જા.જા.જા.જા—નફ્ટ.

(૧૧)

**સીપાઇઓ**—અરેવો કહાં જાયગા (૨)

ફીકર જીકર છાંડી સભી ઇધર ઊધર સટકી સટકી
પટકી મારો યારો એકદમ કે જીસ્સે કલ ન પાયગા-

**કરણુસિંહ ઔર દિલીપ—૧૨**

પ્રભુ ત્હારી બલીહારી-
શી મનહર હરીયાળી-
ગુલાબ આ ખીલ્યું ફુલવાડી-
બીજું પડ્યું હશે કંટક ઝાડી-
એક પુષ્પ પણ દશા દ્વીધારી-
એક રાય એક રંક ભીખારી-પ્રભુ૦
કર્મ ગતી ન્યારી-પ્રભુ.

**દિલીપ**— (૧૩)

રમણી અહાહા તું ચીત હરે સ્તબ્ધ થયો છું ખરે—૨૦
ચપળા મૃગનયની ગજગમની હસીત વદની હરખુ હું ઉરે
રંભા રૂપાળી કોને વરી તું ભાગ્યશાળી કરે
થાય સફળ આ જીંદગી કદી જો તું મુજ સાથે વરે

**દિલીપ**— (૧૪)

અંતર છે એકજ બાળા, ગભરા ના-
**શૈલ**-પણ દેહ દુર રસવાળા અધીરા કાં-

દિલીપ—બહુ દુર પ્રીત જોઈ ચાળા શરમા નાં-
શૈલ—નહી નાવ સંજોગ મળેથી મળાય છે જગમાં પ્રીત પ્યારા.
દિલીપ—કરમ કરમ-
શૈલ—આ દર્શન અંતર સાલે રહીયાળા-
દિલીપ—સમજુ નહિં અંતર બાળે દુઃખીયારા-
શૈલ—સેહો તો ભેદ નિહાળે મુજ લાલા-
દિલીપ—ધીરી-બાળા મળશું-
શૈલ—પ્યારા છેલી ભેટ કરો તન વ્હાલા—અંત

વિજય — (૧૫)

ગર્વથી ગાજે શું ગુલાબ રે આડંબર ધારી
થાતું મન રંજનકારી—લાવી સુંદર એ પ્યારી-
ગુલાબ—બોલો શું વાત નકારી-થાશે તેથીજ ખુવારી
વિજય—નહિં નહિં મન રંગમાં કદી ભંગ એ બનશે દુઃખકારી
ગુલાબ—વિચારો રાજરે વિવેકથી એ છે પરનારી
બાળા શુભ સદગુણુ ધારી-પર નરથી નહીં ડગનારી
વિજય—છોડીશ નહી હું એ પ્યારી-લેગાંઠ ક્રિયાછે મારી-
ગુલાબ—કહું વિચારી નહિં આ સારી-ક્યો હીલ ધારી-
નહિં પામો એ સુંદર પ્યારી—ગર્વ૦

(૧૬)

મધડ—વા વા વ્હાલી મધડી તેં ઠીક જુગતી મેળવીરે–
બોળાને ભંભેરી ડોઢીયાં લીધા કેરવીરે–
વા વા વા મનહરણી મુજ નાર
મધડી—વ્હાલા વદતાં કરો વીચાર એ છે આપ તણો ઉપકાર
કે મુજને કેળવીરે—વા વા વા વા૦
મધડ—સ્વામી શી મીઠી તુજ વાણી
મધડી—કેવાં શેઠને પાયાં પાણી
મધડ—તારી એ ચતુરાઇ મેં જાણી–
મધડી—(એમ ત્યારે) પણ જોજે થતી ના વેવલી-વા વા વા૦
મધડ—(ખરેખર અણીયાળી આંખ વીના પૈસો પેદા થાયજ
નહિં
મધડી—હાસ્તો ભાયડાનો ભાવ કોણ પૂછે છે આજ કાલતો
રાતાં લુગડાંનેજ માન છે.)
મધડ—(હા પણ ધ્યાન રાખજે નહિં તો થાશે રેવડી–
વા વા વા વા વા૦

સાંમતો— (૧૭)

શું કર્યું એમાં નૃપેશ :વડુ અમે કામ,
રજક આપ અણું માત્ર નથી કર્યું હરામ–શું.૦

પ્રાણ દેહ છોડી જાય પણ ન લજવીએ નામ,
હામ ઉર ધરી પડયા તુટી સહુ તે ઠામ—શું.૦
વિજય આણુ-વિજય૦ (૪)

પૃથીરાજ—સિધો-રહીને દીધો-કર જયારે આવી પાયે
પડયો ત્યારે છોડી દીધો મુદામ—શું

સાંમતો—બળીયા સાથે બાથ ભીડતાં થાયે નહિ ભલીવાર,
જકક કરનાર-ખાયે માર-નહીં મેળવે કીંચીત સાર,
એ ઉરમાં સમજી નિરધાર ટેક રાખજો હમેશ, તમ
દરબાર—

પૃથરાજ—ઠરી રહેજો એક ઠામ— શું૦

ટેબ્લો

( ડ્રોપ )



## અંક* બીજો.



**પ્રભાવતી અને સખીયો—(૧૮) ગરબો.**

ચાલો સખીયો સહુ સાથમાંરે લોલ-
રમીએ શ્રી રાધાવરનો રાસ કારણ પાસ પીયુ
આજ છેરે લોલ૦
સરખે પગે તાળી દઈ તાલથીરે લોલ.
શૈલ અને સખી પ્રીય માલતીરે લોલ.
સુભગા સલુણી સખી વૃંદ કે આનંદથીરે લોલ-
સખિ મારી સહુરે નાચો નેપુરીયાને ઠમકે,
ઉર આનંદ બહુરે થાયે અણુવટ વિંછુવા ધમકે;
સુંદર ચાલ ચાલી વહાલ-વાલમ રીઝાવોરે લોલ-
રાખો તાલ પગની એડીપર રખે ચુકોરે લોલ
થાઓ ન્યાલ કરીને સેવા પતિની શું જુવોરે લોલ-

**ચંદ—** (૧૯)

કરે ઘોરી શાહ ખરાબી નહીં ખામી એ હુંગામી-
છુપો રહી કુર થઈ ટોળી લઈ અહીં તહીં,
ત્રાસ દઇ ફરે સહી વામી વામી-કરે૦
દિલેશ્વર એ ખળને હાંકી કરી કરે,
છેક પાયમાલ ને બેહાલ છોડે ખ્યાલ;
નહીં બેઠા સુધી વીરામી—કરે.

પ્રભાવતી—ખુશથી પધારો પ્યારા પ્રભુજી તમારે ચાલે.
જય તમ હારા પ્રાણ્પ્યારા મારારે નમામી,
વળજો વહેલારે સ્વામી-કરે.

વિજય— (૨૦)

હઠ જા દુર નીર્લજ નારી હઠી લાઈએ તો કુદવાળી અવીચારી
ગુલાબ—વીચાર વીચાર પ્યાર સાર સંગેરે
વિજય—માનીતી થઈ તું મારી મન ભંગ કરે ઠાલી
વાતો કરે ન્યારી ન્યારી વારે તારી ખુબી ભાળી.
ગુલાબ—કામે પુરા ભર્યા બાળો ટાળો વ્હાલા મારા—જા દુર.
સ્વારથીયો અંધા બની જોય ન પર પીડ પ્રાણ;
દમડી કેરા લાભમાં કરે લાખની હાણ.
વિજય—અબળાની ગત ને નીચ ખટપટ
જાણી ઝટપટ મનની નટપટ;
ગુલાબ—કરી તન લટપટ મતલબ સાધે નાર સંગેરે.

દિલીપ— (૨૧)

ગયું સુખ આજ દુઃખીયારો થયો શો ફેર આ કાળો.
જશે કેમ હાય જન્મારો ડુબ્યો દુઃખમાં હું બીચારો.
પિતા દેવ તેં લઇ લીધા દયાહીન થઇ ઇશ
નિરાધાર હું એકલો ક્યાં હવે ફરૂં જગદીશ.
છે નાત કઈ કે માત અહીં હું જાત કઇ તે ખબર નહી

આ વચન દઇ તુજ નામ મહીં તે રે'જે મહી બસ આમ
કહી સીધાવ્યો પ્રાણ તમારો-કુબ્યો.

ચંદ કવિ— (૨૨)

લઇ તમે (૨) પત્ર આ શુભ રીતે જઇ વંદન કરી આપી દેજો.
રહી તમે (૨) દીલ્લી દરબાર મહીં પછી જેવું હોય તેવું કહેજો.
પૃથુરાજ મહારાજ ભરતમાં ગણાય મહાન જ્ઞાનવાન,
દયાવાન ખાનદાન કૃપાવાન,
તમ આ સેવકપર તસ્દી લઇ શુભ સમાચાર મોકલતા રહેજો.

શુભગા— (૨૩)

નિર્લજ થઈ નર જેહ જગતમાં જાર કર્મ કરતો.
ધીક તેનો અવતાર ઠામ તે કયાંઇ નહિં ઠરતો;
સજ્જન કેરી શુભ શીખામણ કાને નહિં ધરતો, (૨)
પરમ ધરમ તજી કર્મ કુડાં કરતાં નહીં જરી ડરતો-નિ
જાર કર્મ કરનાર સદાએ અસત્ય ઉચ્ચરતો,
અંધ થઈને મોહ કુપમાં જઇ પંડે પડતો;-નિ
વળી વધારી વેર વિશ્વમાં ફીટફીટ થઇ ફરતો,
પણ આખર પસ્તાઈ અરેરે વિણ મોતે મરતો-ની૦

ઉષાવતિ— (૨૪)

પીયુ આવો મદન છબી ગુણીયલ રંગીલા આવો
નાથ વિયોગે તનમન બાળ્યાં બની ગઇ છું હું બેહાલ;

**કુલ્યાણુ**—હા પ્રિય પ્યારી જોઇ તારી કુષ કાય ગભરાઉં હાલ
**ઉષાવતિ**—( આ કોણુ શું મારા પ્રાણુજીવન )
**કુલ્યાણુ**—( હા મ્હારી વ્હાલી )
**ઉષાવતિ**—તોપણુ પ્યારા આભારી કીધીછે દરશન આપી વહાલ

**ઉષા-કુલ્યાણુ**— (૨૫)

જાઓ પ્યારા ઠગારા ધુતારા રસઘેલડા.
મે જાણ્યા તમારા ચાળા ચેનના
કામ ગભરાવે રાય વ્યાપી નીત બાળે કાય

**કુલ્યા**—રસીકડી રામા ન થાવો નીરાશ •
હવે તુજ પાસ રહું નીત ખાસ

**ઉષા**—પ્યારા પાઠ એ પઢાવો સુદ્ધ પ્રેમના જા૦
પુષ્પ બાગમાં અનુરાગમાં કંથ કામની કર ગ્રહી ફરતા
એ સુખ લેવાની આશા માંતમ માટે ટળવળતાં મરતાં

**કુલ્યા**—રીસાતી ન તુ પ્રોય પ્યારી સેવામાં હાજર તારી.
**ઉષા**—જાણી મેં ચતુરાઈ તમારી.
**કુલ્યા**—ચાહું ચુંબન ઉષા પ્યારી જા૦

**સમરસિંહ**-- (૨૬)

કાયારે કેસે રોઇ તજ દીયા પ્રાણુ.
ઘરકી માયા ઘરમેં છોડી-ગાય ભેંસ ઓર ઘોડી, રામજી
રોતી નાર પદમણી છોડી-છોડી પુત્રનકી જોડી;

ચાર જણેકી આડ લગાવે—ચડે કાષ્ટકી ઘોડી, રામજી
જાય ઉતારે નદી કીનારે—જેસે કુંકી ફાગુનકી હોરી;કા
માત પીતા સુત ભ્રાત સ્નેહી,—સંગ ન આવે કોઇ, રામજી
કહેત કબીરા સુનો ભાઈ સાધુ—જીને જોડી ઉને તોડી.કા

**દિલીપ**— (૨૭)

રમણી રમણે ચઢી ગઇ કયાંરે પ્રીય મારી.
વહાલી કયાં હશે મન મુઝાય પ્રિય વિના ભાળી
હું શોધું કયાય રે-હાય તું કયાં વિછુટી પડી—રમણી૦

**શૈલ**— (૨૮)

ગુગશરે ભમરારે ભટકે તું દરી,
જવ ગુંજારવ કરી રહ્યો તવ સેરસ માંખલ ઠરી રહ્યો તવ
ખાંત ચુંબનની હોયજ મનથી તુરત ભેટી લે હસીત વદનથી,
ઉઠ લે પ્રાણ-લાવ માણુ-મન ન આણુ-કંઈ રોકાણુ છીનછીતછીત

**શૈલ-દીલીપ**— (૨૯)

**શૈલ**—તમોને જોઇ રાજી થઇ છું (૨)
મળ્યા અચાનક રાજ રસીકડા (૩)
હારી હું રોઇ-રાજી.

**દીલીપ**—ચાહું સદારે પ્રીયા તને પ્યારે
**શૈલ**—સંગે રહું શીરતાજ રસીકડા (૨)
ચીતલડુ જોઇ ... ... ... ... ... ... રાજી

**દીલીપ**—તુજવીણ વ્હાલી હાલત મારી દયાજનક હતી
આરે પ્રીયા

ચૈલ—નીરાધાર આધાર દીલીપ છો અંતરમાં ઠસીયા
વસીયા અવર ન કોઇ ... ... ... ... રાજી.

વિજય (૩૦)

નાર શું ન પામુ હું પામુ હું પામુ હું—એજ
ખચીત કરૂં ખુવાર જો એ નાર ઉષા ન માને આવાર
એક પલમાં દેખાડું દેખાડું દેખાડું હું એજ.
રાજદ્રોહી થાઉં કાતો ભળી જાઉં સામી ટોળી,
મચાઉં મોટી લડાઈ ઉષા પરણી પછી હું થાઉં ખુશી
એ તો એજ બસ એજ—નારશું૦



## અંક ત્રીજો



કલ્યાણ-દિલીપ (૩૧)

આભારી આજ હું અતી થયો તાહરો શુરવીર,
દિલીપ—નહિં નહિં માનો મ્હારો કંઈ આ-ભાર, ઉપકાર,
ના લગાર, થાયે વાર વળો ઝટ દિલ્હી વાટે આપ
નહિં નહિં૦

કલ્યાણ—ભ્રાતા સમ તું—આભારી•

વિજય— (૩૨)

તે કેમ વિસરે પ્યારીરે તમે ભલે કહો,
એ મનહરી સુખકરી એ મધુરી મ્હેં સુંદરી જે ધારીરે-તમે૦

નયન બાણના આ વ્હાલીના પ્રાણ જતાં તે શે રૂઝાય
શાન્તી થાય ક્યારે આ કાયે જો એ મળી જાય,
પ્યારી જે મ્હેં ધારીરે–તમે૦

સરદાર— (૩૩)

દુશ્વાર હુય યે જીંદગી અબ કરના કયા મૌલા,
સબ ઝવાર હો રહે યહાં પર કરના કયા મૌલા
નહિં હમારીથી કભી પહલે યહ હાલત,
પર ગુજરતી હુય બેહાલી હમપે અબ—કરના.

ઉષા— ગાયન (૩૪)

સ્યામ સલુણા મારા સાહ્યબાજી, આવોરે શામા
રીબાતી બચાવો.
નણદીના વીરાજી વેલા પધારીને વીરહનો અગ્ની
બુઝાવો... ...સ્યામ.
આવે શુભ ને અશુભ સ્વપ્ન સાચું કે જુઠું શું
બની બેબાકળી હું નાથ ઝબકીને ઉઠું છું
ક્યારે આવશે હમારા કંથ કાગને કહું છું
મનમાંહી હું મુંઝાઈ ને મુંગી બેશી રહું છું
અરે આવો પ્રીતમ આ ઉષાના છે સમ વહાલા આવો.

ઉષા કલ્યાણ— ( ૩૫ )

ઉષા—ત્યાગો પ્રીતમજી પ્યારી કેમ આપની
કલ્યાણ—ચાબુ સ્યામા ગુણવાન જલ્દી આવ્યો હું જાણુ

ઉષા—મોહન મારા વીનાની મુઝાણી પ્રીય પ્રાણ
વીરહ અંગનાએ બાળી મને સ્યામ સતાવો
કલ્યાણ—સુ લલના લચકાતી નકામાં કરમાતી વાલી આમ
શું રીસાવો

ઉષા—અરે ના ના ના આપ મોટા દરબાર
મારી છે કયા દરકાર ખશો ના બોલાવો દાર
કલ્યાણ—અરે વાહ વાહ વાહ............લ્યા
સમરસિંહ— ( ૩૬ )

હો મન લાગ્યો મેરા હા હાફકીરીસે-હો મન૦
ફકીરી અમીરી-ગરીબીસે-હો મન
ભલી બુરી સબકી સુન લીજે,
મત ચલના મગરૂરીસે-
જો સુખ હય સીવારામ ભજનમેં,
સો સુખ નાહિ અમીરીમેં-
કહત કબીરા સુનો ભાઇ સાધુ,
સાહેબ મીલેગા સબુરીસે-

ઉષા— ( ૩૭ )

પ્રિય છો રે મુજ દીલ સુખકરી, વીર દીયર રસિયા
ભવ્યપણે ભુતળ કંપાવ્યું પ્રસન્ન થઈ આ વાર,
કંઇ જાચો, મન રાચો, બોલ સાચો, નથી કાચો,
ગુણીયલ છો ગંભીર ગુણ વીરા હર્ષ વધ્યો આજે-પ્રિયા
કર્ણ—છો માતા અતી સુખકર મહીના માદુર મુજ ભાભી,
પ્રેમપુત્ર સમ મુજપર રાખો, સદા કરો નિજ દાસ,

એ જાચું, મન રાચું, અતિ નાચું, કહું સાચું, પ્રીય
મુજ બાંધવને સુખી દેખી, થાવું દીલમાં હું રાજી.

કુલ્યા—જનક સુતા લક્ષ્મણસમ ભક્તિ તમે બતાવી આજ,
ધન્ય તમને, સુખ અમને, અધીક ગમે, રદય રમે,
અનહદ આમુદથી પ્રીય બાંધવ મુજ રદય કમળ વીકસે. પ્રીય

**સયુંકતા—સાહેલીઓ** (૩૮)

ચાલો શૈલને સુંદર શણગારીએ,
મંગળ મંડનથી બાળા મંગલકાર–ચાલો
કેસ સમારી કામની કરો કાન્ત કમનીય,
પુરી સેંથો સુંદરી, રસિક રચો રમણીય,
કરી તીલક તરૂણીને દીપાવીએરે.
કંઠે કુસુમના મનોહર હાર....ચા૦
આજે સદગુણી શૈલ આ કરણ શર્ણમાં જાય,
હરણ કરી મન સર્વના, ધરણી વીશે વખણાય
રાજબાળા રાજ તેજને દીપાવતીરે.
સતીના સમાજમાંહી સુમકાર–ચા૦

**સંચુકતા અને સાહેલીઓ**— (૩૯)

મ્હાલોનેરે હું હું મળી સૌકો આનંદેરે.
મ્હાલોનેરે શૈલનાં લગ્ન પ્રસંગેરે
મહાલોનેરે વિધવિધ પેરે ઉમંગેરે ચાલો શૈલ લાયક વર
હો રાજ, દેખો મેવાડપતિ હો રાજ

**ગુલાબ**—(બ્હેન શૈલ સંભાળજો મીંઢળ ગાંઠ છુટશે નહિં
તો તમારૂં પાણી જશે

શૈલ–(ગાંઠ સજ્જડ બંધાઈ હોય તેનાંજ છુટે, એમાં શી નવાઇ)
સવ–(એ છોને કહેતી હું તો તમારી પાસેજ છુના, મારા
હીયરજી છોડશે ને તમારાથી શું નહીં છુટે)
ઉષા—બહુસારૂં આમ મશ્કરી શુ કરતા હશે,
સર્વ—હવે જઈએ પરણાવી તેને સુખીઆ થઈએરે,
એવા એવા લ્હાવાઓ નિત નિત લઈએરે—ચા૦

શૈલ ત્થા કરણુ ઉર્ફે દિલિપ— (૪૦)
ધીરી થા ધીરી થા, વ્હાલી રે તું ધીરી ધીરી—
શૈલ—હશે હવે જાવા દશે મને
દિલિપ—ના ના ના તે કહિ નહિ બને.
શૈલ—(લલચાયા, લોભાયા, ભરમાયા,)
દિલિપ—(એમ કે; અરે વ્હા વ્હા.) ધીરીથા
શૈલ—બેઠે અહીં બનવા જેવું,
દિલિપ—મારૂં છે કહેવું, માનું હું એવું છતાં તે રહેવું
શૈલ—ના ના– ધીરી થા૦

સઘળાં— (૪૧)
જય જય જય જય વિભુ વરા–
કર્યાં સહુ સુખીયાં ઘટે જેવું આપી
દુઃખ હર્યાં, મુકત કર્યાં પ્રભુ–જય જય૦

# સમાપ્ત.